# સંસ્થાન ભાવનગર પ્રજાપરિષદ્

ત્રીજું અધિવેશન—બોટાદ

(તા. ૩–૪ નવેમ્બર ૧૯૨૮)

# સ્વાગત-પ્રમુખ શ્રી. હરજીવનદાસ વકીલનું ભાષણ

**પ્રતિનિધિ બંધુઓ અને બ્હેનો**

આપ સૌને આવકાર આપતાં મને ઘણો હર્ષ થાય છે. મારા વડીલો અને માનનીય બંધુઓની હાજરીમાં આપ સૌને સત્કારવાનો પ્રસંગ આપવા માટે સત્કારસમિતિનો હું ઉપકાર માનું છું. પ્રજાસેવાના નિમિત્તથી જાહેરજીવનમાં વ્યતિત થતાં થોડાં વર્ષો આ સ્થાને કદર પામ છે. સેવાના કરનારને તેથી અભિમાન લેવાને કાંઇ કારણ નથી, તે હું બરાબર સમજું છું. આતિથ્ય સત્કારની આ ભૂમિમાં પરોણાનાં પનોતાં પગલાં એ નિરંતર હૃદય પુષ્પનાં વધામણાં પામે છે. ભાવનગર અને મહુવાના વિકસિત જાહેરજીવનમાં આપ જે સંસ્કારી, સક્રિય સહકારની અપેક્ષા રાખો તેમાં, કદાચ જાહેર જીવનની ઉષા જ્યાં માત્ર ઉઘડતી જણાય છે તેવા અમારા બોટાદમાં આપને અતૃપ્તિ રહે; પરન્તુ હૃદયભાવથી ભરેલા આદરાતિથ્યે આપને વધાવવાનો આ અમોલો અવસર સાચવી લઇને આપનો અસંતોષ દૂર કરાવવાની અમને ઉમેદ છે. અમારા ખીલતા જાહેર જીવનના સુગંધિત પુષ્પ સમા યુવકોની સેવાપરાયણતા અને વડીલોના આદરસત્કાર આપની અતૃપ્તિ નિવારશે અને આજના આપણા પ્રજાકલ્યાણના યજ્ઞની વેદીમાંથી શુદ્ધ આંદોલનનું જે વાતાવરણ ચોપાસ પ્રસરી રહ્યું છે તેના પ્રેરણાભર્યા નવસન્દેશ ઝીલી બહુ સમય પહેલાં આપને અનેકવિધ શુભ પ્રવૃતિઓમાં આગેવાની આપવા પુનઃ પુનઃ નોતરવાનું સામર્થ્ય પેદા થશે એ વાંચ્છના સાથે આપ સૌને આપણા રાજ્યને સીમાડે ચોકીદાર સમી ઉભેલી આ બોટાદ નગરીમાં અંતઃકરણપૂર્વક આવકાર આપું છું.

## બોટાદનો ઈતિહાસ

કથા એવી છે કે બોટાદ અને ધંધુકા વચ્ચેનો આ બધો પ્રદેશ એ હેડંબ રાક્ષસનું નિવાસ સ્થાન હતું. ભીમસેનની ક્રિડા-ભૂમિના શાક્ષી ભીમનાથ મહાદેવની મૂર્તિ હજુ મોજુદ છે. ગામ-ડાંઓ ભાંગી ઇ. સ. ૧૭૬૯માં બોટાદ ખડું થયું અને પ્રાચીન અવશેષમાં અંબાજીનું દહેરૂં તથા અવેડાને ઝાંપે આવેલી વાવ સાચવી રાખ્યાં એ જાણીતી વાત છે. સ્વ. ભોજખાચરની ચિતળની લડાઇમાં ચિતળના કુપાવાળાની ભેર કરી અને ભાવનગરના પ્રતાપી વખતા નરેશનો રોષ વ્હોરી લીધો. વખતસિંહજીએ ઇ. સ. ૧૭૯૮માં બોટાદ સર કર્યું. એ દિવસોમાં રાજા-પ્રજા વચ્ચે કેટલો અભેદભાવ હતો અને રાજ્યના આ બને અંગો વચ્ચે કેટલી સમાનતા હતી, તે લાધા પટેલના પરોણા વજેસિંહજી મહારાજના કિસ્સાથી પૂરવાર થાય છે. બોટાદનો કારભાર ઇ. સ. ૧૮૨૭ સુધી કામદાર ભવાન હીરજી ગલા, ૧૮૩૪ સુધી પરમા ગાંધીવાળા અને ૧૮૩૯ સુધી કામદાર ભવાનભાઇ કરતા હતા. નગરશેઠ હિંમતભાઇના પાંચમા પૂર્વજ દોશી શોભા ધારશી બોટાદ આવીને વસ્યા અને તેમના વંશજ વિખ્યાત ભગા દોશીએ શ્રી સ્વામીનારાયણનો ધર્મ સ્વીકાર્યો. એ સંપ્રદાયના સ્તંભ તરીકે આજે પણ એ કુટુંબની ગણના થાય છે.

## પડોશનું પ્રજાતંત્ર

ઇ. સ. ૧૮૧૬થી ૧૮૬૬સુધી પચાસ વર્ષ દરમ્યાન બોટાદની પ્રજાએ બ્રિટિશ હકુમતનો પરિચય કર્યો, અને ધંધુકા તથા અમદાવાદના ન્યાયશાસ્ત્રના સૂત્રોનો અમલ જાણ્યો. બોટાદના પાડોશી ધંધુકાની રૈયત રાજતંત્રમાં ભાગ લઇ તાલુકા જીલ્લાની લોકલબોર્ડ, મ્યુનિસિપાલીટીઓ તથા ધારાસભાઓના કારભારમાં સામેલ થઇ શકે છે. અને પ્રજાને સંપૂર્ણ રીતે જવાબદાર એવું રાજતંત્ર-સ્વરાજ્ય મેળવવાની હોંશ ધરાવે છે, ત્યારે ભાવનગરના રાજકુળ પ્રત્યેની ભક્તિ તથા વિશ્વાસને કારણે એ હકુમતનો સ્વેચ્છાએ ત્યાગ કરવા બોટાદની પ્રજા હૈડે ધીરજ ધરી એ વિચારે સાંત્વન પામે છે કે ભાવનગરનો રાજવી રાજસત્તાની

લગામ હાથમાં લેતાં પોતાને ભીડને પ્રસંગે પડખે ઉભી રહેનારી અને બ્રિટિશ રૈયત તરીકેના અધિકારો સમર્પણ કરનારી પોતાની રૈયતની અપેક્ષાએ તેના સઘળા કોડ પૂરા કરશે. આ દિવસ વહેલો આવે છે એ કલ્પનાથી આપણે આનંદ અનુભવી રહ્યા છીએ.

**બોટાદનો દરજ્જો**

બોટાદની પ્રજા રાજ્યમાં લાડીલી ગણાય છે. અમારા પ્રજા-નાયકો અને મહાજન ઘણો સન્માનભર્યો સત્કાર પામેલા છે. અહીંની પ્રજાની માગણી રાજાઓએ તથા વડા અમલદારોએ અગવડો વેઠીને પણ સાચવી લીધી છે. બોટાદની પ્રજા ન દુભાય તે વિષે ભાવનગરના રાજવીઓએ તથા કારભારીઓએ ચીવટ અને કાળજી બતાવ્યાં છે. બોટાદ મહાજનનાં પ્રતિષ્ઠા અને મોભો એ રાજ્યને મન પોતાનાં જ હોય એટલાં વ્હાલાં અને કીમ્મતી ગણાય છે. મારા આ કથનના સમર્થનમાં જોઇએ તેટલાં દ્રષ્ટાંતો હું આપની સમક્ષ રજૂ કરી શકું. પરન્તુ રાજ્યની આ રખાવટ એટલી તો જાણીતી છે કે તેનો ઉલ્લેખ માત્ર કરીને હું સંતોષ પામીશ. મહાજન પોતાના અંગભૂતોનો સાથ સાચવશે અને નવજીવનના વાતાવરણને ઝીલી પોતાની સમયોચિત પુર્નરચના કરવાની અગમચેતી વાપરશે, ત્યાં સુધી આ મીઠો સંબંધ બન્યો રહેશે, એ વિષે મને શંકા નથી.

**પ્રજાજીવનના રક્ષણહાર**

રાજ્યની પ્રજા સમક્ષ જે જે મહાપ્રશ્નો આજે ખડા થાય છે તેનો નિકાલ કોણ કરશે? રાજ્યની પ્રજાની પ્રગતિનું માપ કોણ માપશે? પ્રજાકીય સંસ્કૃતિની રક્ષા કોણ કરશે? પ્રજાના સ્વાભિમાન અને સ્વાશ્રય કોણ ખીલવશે! પ્રજાની નૈતિક, આર્થિક, સામાજીક, ધાર્મિક અને રાજકીય ઉન્નતિના માર્ગદર્શક કોણ બનશે? પ્રજા ચડે છે કે પડે છે તેની નિરંતર ચોકી કોણ રાખશે? પ્રજાની કોમે કોમ અને વર્ગે વર્ગ વચ્ચેનું વૈમનસ્ય કોણ શમાવશે. પ્રજાના આંતરકલહ અને આંતરવિગ્રહ કોણ અટકાવશે? પ્રજાને ચેતનવંતી અને તેજસ્વી કોણ બનાવશે!

પ્રજાની આંતર અસમાનતા દૂર કોણ કરશે? પછાત કોમને પછાત કોણ મટાડશે? દબાયેલાનું દબાણ કોણ ઓછું કરશે? દીનજનોની દીનતા કોણ ઓછી કરશે? રંકના રક્ષણહાર કોણ બનશે? દુઃખીને દીલાસો કોણ આપશે? અન્યાયનો વિરોધ કોણ કરશે? અનીતિનો નિષેધ કોણ કરશે? જુલ્મગારનો દ્રોહ કોણ તોડશે? યુગબળના પ્રવાહનું વાહન કોણ બનશે? 'દીનનકા દુઃખ હરા' નું ગુણગાન કરી ગરીબોના બેલી બની દીનના બંધુ બની પીડિતોના ત્રાસ કોણ ઓછા કરશે? દુઃખિતોના આંસુ કોણ લ્હોશે? કરૂણાસાગરની કરૂણાની વૃષ્ટિ કોણ કરાવશે? નિર્માલ્યતા અને કંગાલીઅતમાંથી ચેતનવંતી પ્રાણવાન પ્રજાના અંજક કોણ બનશે?

## પુરાણી મહાજન સંસ્થાનો આદેશ

આર્યોની પુરાણી મહાજન સંસ્થા આ વિશિષ્ટ જરૂરીઆત પુરી પાડવા માટે રચવામાં આવી હતી. મહાજન એટલે મોટા માણસ. જેમની મ્હોટાઇનો સૌ કોઇ સ્વીકાર કરે. જેમની મોટાઇ વિખવાદ હરવામાં વપરાય. જેમની મહત્તા અંગત સ્વાર્થો અને પક્ષાપક્ષ ડુબાડવામાં અપાય. જેમની લાગવગ ગરીબોના વકીલ બનવામાં વપરાય. જેમનો પ્રભાવ દુષ્ટજનોને ડારે, તે મહાજન. કોઇને તરછોડે નહીં, કોઇને હસે નહીં, કોઇને દુઃભવે નહીં. ગરીબમાં ગરીબ અને રાંકમાં રાંક પ્રજાજનનો વિસામો બને એમાં મહાજનનું મહાનુભાવપણું. અન્યાયની સામે તલવાર બાંધે. દુર્બળને રક્ષવા પ્રાણત્યાગ પર્યંત ઝુઝે. જુલ્મને ડારવા પ્રતાપના તણખા ખેરવે. કલ્યાણની સાધના માટે કુરબાની કરવા તૈયારી બતાવે તે મહાજનના બીરદને પાત્ર બને. જેને પંથે સર્વલોક નિર્ભયપણે સંચરે. જેનો ચીલો મનુષ્યત્વના વિકાસની ભેટ કરાવે. જે માનવીની દુર્બળતાને ખંખેરી નાખે. તેનું નામ મહાજન. અલ્પજનોને અલ્પતા અનુભવવા ન દે, પણ પોતાના મહાજનત્વનાં અમી છાંટણાંથી મહત્તાવાન, વિભૂતિવાન બનાવે. તે સાચું મહાજન. શૌર્યના પૂજક એ મહાજનો, સાચના સેવક એ મહાજનો, દીનના તારક એ મહાજનો. વંદન હો એવા મહાનુભાવ મહાજનોને.

### આજના મહાજનો

આજના આપણા મહાજનો તેમના પુરાણા કર્તવ્યક્ષેત્રને પીછાણે છે? આજના મહાજનો રક્ષણહારનું બીરૂદ સંભાળે છે? કોઇ ભૂખ્યો ન સૂવે, કોઇ ઢંકાયા વિના ન રહે, કોઇ આશરાનો વિસામો ન ખુએ, કોઇ કેળવણી અને સંસ્કારની ભઠ્ઠીમાંથી વિશુદ્ધિની પ્રસાદી પામ્યા વિના ન રહે, એવી કાળજી, એવી સંભાળ, એવી ચિંતા, ગરીબોના દુઃખની એવી વેદના જેમને હૈયે વસ્યાં હોય એવાં મહાજનો આજે દીઠામાં આવે છે?

### મહાજન સંસ્થાનો પુનરૂદ્ધાર

મહાજન–સંસ્થાની સુધારણા આજે આપણી પ્રજાનો મહાધર્મ છે. એ સંસ્થાના પાયા આજે ઢીલા પડ્યા છે. તેની વિશુદ્ધિ આજે ઝાંખી પડી છે. દુઃખી લોકોને એ સંસ્થા આશ્વાસન આપે છે? નવયુગના પગરણ થતાં આ પુરાણી સંસ્થામાં પ્રાણસિંચન થવું ઘટે છે. જૂનાં બંધારણો ભલે જૂની જરૂરીઆત પૂરતાં હોય, પણ નવે જમાને નવી રચના થવી જોઇએ. પ્રજામાં પ્રાણ સિંચનારી, દીનનાં દુઃખ હરનારી, મહાજન–સંસ્થા આજે નવે સ્વરૂપે, નવા લેબાસમાં, નૂતનત્વ ધારણ કરીને મહાસભા રૂપે, પરિષદો રૂપે અને પ્રજામંડળો રૂપે અવતાર પામી છે.

### પ્રજાપરિષદ્ શા માટે?

પ્રજાપરિષદ્ શા માટે એ પ્રશ્ન થતો આપે સાંભળ્યો છે? મહાજન–સંસ્થા શા માટે એ પ્રશ્ન વ્યાજબી છે એમ ગઇ સદીઓમાં કોઇ પોકારી શકત ખરૂં? એક કાળે મહાજન–સંસ્થાએ જે લોકસેવા અને લોકરક્ષણ કર્યાં તે કર્તવ્યનું પાલન કરવાનો ભાર આજે પ્રજામંડળો, પ્રજાપરિષદો અને મહાસભાઓ ઉપર રહ્યો છે.

### પરિષદની પ્રાણશક્તિ

પ્રજાપરિષદમાં પ્રાણ છે? પરિષદમાં ચૈતન્ય વસ્યું છે? એવા ભડકા કોઇને કર્ણે પડયા હશે? જે પ્રજાએ પરિષદ પેદા કરી છે, તે પ્રજામાં પ્રાણ છે ખરા? જે પ્રજાની સેવા કરવા પરિષદ્

મળે છે તે પ્રજામાં દૈવત છે ખરૂં? જે પ્રજાને બંધનમુક્ત કરવા પરિષદે જન્મ ધારણ કર્યો છે તે પ્રજાએ તેને પોતાની બનાવી છે? તે પ્રજાએ તેનું મમત્વ સ્વીકાર્યું છે? પરિષદ્ દ્વારા સંગઠન સાધવા રાજ્યના પ્રજાજનો કેટલું મંથન કરે છે! આપણામાં દૈવત હશે તો આપણી સંસ્થામાં તે અવશ્ય આવશે. આપણે જનસમાજની સેવામાં અંગત સ્વાર્થોને હોમી દેવા તૈયાર હોઇશું, તો એ પરિષદના પ્રબળ થતા અવાજને રૂંધનાર કોઇ સત્તા ટકી શકનાર નથી.

## પ્રજાપરિષદનું સરવૈયું : પ્રજાસેવકો.

પ્રજાપરિષદે શું કર્યું? આ પ્રશ્ન આજકાલ પૂછાય છે. પ્રજા એવા પ્રશ્નો પૂછવાનો અવકાશ મેળવે છે તે આનંદની વાત છે. એ પ્રશ્નોની પ્રેરણાનું સ્થાન કયું છે તેની સાથે આપણને નિસ્બત નથી. પ્રજાપરિષદે શું કર્યું છે તે જાણવાનો, તે સમજવાનો આપે કદી પ્રયાસ કર્યો છે? ભૂખતરસ વેઠીને, થાક ઉજાગરા વ્હોરીને, માનઅપમાન સહીને, નિન્દાના ભોગ બનીને, કટાક્ષને પાત્ર ઠરીને, મહેનતાણા વિના, સુખશાન્તિ વિના, આરામની પરવાહ વિના, ગામડે ગામડે ભટકતા, ખેડુ ખેડુને ઝુંપડે અટકતા, દુઃખની કહાણીઓ ભાવપૂર્વક સાંભળતા, નિઃશ્વાસમાં નિઃશ્વાસ ભેળવતા, ખેડુતના જીવનમાં, ગ્રામ્ય લોકના જીવનમાં એકતા અનુભવવા પ્રયાસ કરતા પ્રજાસેવકોનાં આપને દર્શન થયાં નથી? લીલીયાની પ્રજા, ઉમરાળાની પ્રજા, આવા સેવકોથી સાંત્વન પામવાના કોઇ પ્રસંગ આપને યાદ નથી! પાંચતલાવડા, કુંભણ–ટાણાના ખેડુતો, પ્રજાપરિષદની ઓળખાણ શું ભૂલી ગયા છે?

## પ્રજાકીય પ્રશ્નોની વિચારણા

ગામડાંના મકાનના પ્રશ્નનો મહાત્રાસ, વેઠની મનુષ્યત્વ હણ-નારી પ્રથાનું અનિષ્ટ, ખેડુતની કરજદારીનો ગંભીર ચિન્તામાં ડુબાડનાર મહાપ્રશ્ન, ગ્રામ્યસુધારણા પ્રત્યેનું સત્તાધીકારીઓનું સર્વથા દુર્લક્ષ્ય, ન્હાની શી સત્તાના દંડધારી પામર મનુષ્યોની લઘુતા અને આપખુદી, ગ્રામ્યપ્રજા અને ખેતરના મોલની બીન-

સલામત દશાઃ આ પ્રશ્નો શિક્ષિત સમુદાય સમક્ષ કોણે ધર્યા છે? આ પ્રશ્નોની વિચારણા કયાંથી આરંભ પામી છે? આ દશાની સુધારણાના પ્રવાસ કયાં જન્મ પામ્યા છે? પ્રજાપરિષદની સેવાને આપ ભૂલી શકો તેમ નથી.

## રાજ્યનું બુદ્ધિધન

રાજ્યની અમલદારી આજે વંશપરંપરા ઉતરવા લાગી છે. રાજ્ય બહારથી બુદ્ધિને નોતરવી પડે તેવું આપણી પ્રજાએ દેવાળું કાઢયું નથી એમ સિદ્ધ થયું છે. ભાવનગરી આમ પ્રજાના બાળકો નહીં તો અમીર વર્ગના બાળકો આજે સત્તાના સ્થાને શોભવા લાગ્યા છે એ સ્થિતિમાં આવકારને પાત્ર કાંઇ હોય તો તેમાં પ્રજાપરિષદનો કાંઇ હિસ્સો નથી કે?

## વેઠની અમાનુષી પ્રથા.

વેઠની અમાનુષી પ્રથા નાબુદ થઇ નથી. પણ વેઠનો ત્રાસ ઓછો થયો છે, એમ આપને સ્વીકારવું પડશે. જે ઉદાર હાથે વેઠના છેલ્લા નિયમો ઘડાયા છે, તે હાથ તેનું પાલન કરાવવાને મજબુત હોય તો વેઠની હાલાકી નાબુદ થયા વિના રહે નહીં. ધારાનું નવું ઘડતર થયું, હિંમતવાનને કાયદેસર આશ્રય મળ્યો, વેઠના વિનાશનો માર્ગ સાફ થયો, તેમ પ્રજાપરિષદનું આન્દોલન સફળ થયું છે, એમ જાણકારને કબુલ કર્યા વિના ચાલશે નહીં.

## માનસનો પલટો

રાજ્યતંત્રના વિચારકોને શહેરી પ્રશ્નો સદા મૂંઝવતા. કારભારના તંત્રવાહકો સદા શહેરી પ્રજાનાં સુખસગવડની પૂરી કાળજી રાખતા. ત્રણ લાખની ગ્રામ્યપ્રજા રાજ્ય ભંડારમાં કર ભરે છે, તેમની મહેનતનો તેઓ બદલો માગે છે. ગ્રામ્ય-સુધારણાનો પ્રશ્ન સત્વર નીકાલ માગે છે. ગ્રામ્યપ્રજાને કોઇ ક્ષણે વીસારી શકાય તેમ નથી એવું વાતાવરણ સર્જાવા લાગ્યું છે. ગામડાંની ભાંગતી જતી હાલત, ખેડુતની વધતી જતી કરજદારી, કાર્યદક્ષ વિચારકોની વિચારણામાં સ્થાન પામી છે.

પ્રજાના અને કારભારીઓના માનસનો જે પલટો થઇ રહ્યો છે, તેમાં પ્રજાપરિષદનો હિસ્સો છે એમ ભવિષ્યનો ઇતિહાસકાર જરૂર નોંધાશે.

**વીઘોટીનો વધારો**

નવી પ્રતબંધીનો આકાર બંધાવા લાગ્યો ત્યારે મોજણીદારો અને કલાસરોના ગામગામનાં ઉઘરાણાનો કકળાટ બહાર આવ્યો. ધોરણભંગનાં દ્રષ્ટાંતો ખુલ્લાં થયાં, લોકમતની અવગણના પ્રસિદ્ધ થઇ, સ્વીકારેલ ધોરણનો અન્યાય ઉઘાડો થયો. પ્રતબંધીના પ્રશ્નમાં લોકોને કોણે સાથ આપ્યો ? લોકના પ્રશ્નની છણાવટ કોણે કરાવી ? આજે પ્રતબંધીના અન્યાય સામે કોણે લડત આદરેલી છે ? પ્રજાપરિષદ્ વિના પ્રતબંધીનાં રહસ્યો કાળના ગર્ભમાં લુપ્ત થયાં હોત.

**પ્રજાકીય તાકાતની વૃદ્ધિ**

પ્રજાપરિષદે શું કર્યું છે ? આપ વિચાર કરીને એ પ્રશ્ન પૂછો છો ? લોકોને પોતાની સ્થિતિનું ભાન નથી થયું ? પોતાના પ્રશ્નોનું સ્વરૂપ નથી સમજાયું ? લોકપ્રશ્નોએ ચોકસ રૂપ નથી લીધું ? લોકમત જાગૃત નથી થયો ? લોકલાગણી વધારે સ્પષ્ટ નથી થઇ ? લોકસેવકો વધ્યા નથી ? પ્રજાસેવાનાં ક્ષેત્રો વિસ્તાર પામ્યાં નથી ? અધિકારીઓને અધિકાર-આસને લોકોના પોકાર પ્રબળતાથી રજૂ થયા નથી ? લોકપ્રશ્ન વિસ્મરણનો જ અધિકારી હતો તે સ્થિતિ પલટાતી જતી નથી ? અને પ્રજાની શકિતમાં કાંઇ વધારો થતો નથી ? પોતાનો અવાજ ઉઠાવવાની રૈયતની હિંમત વધી નથી ? અપમાન સહન કરવાની આનાકાનીમાં ઉમેરો થયો નથી ? માણસાઇ અને મર્દાઇનાં દ્રષ્ટાંતો વધતાં જતાં નથી ? આપત્તિમાં ટકી રહેવાની મરદાનગી ખીલતી જતી નથી ? પ્રજાપરિષદે રૈયતને ભેરૂ આપ્યા છે, ભાઇબંધ આપ્યા છે, વકીલ આપ્યા છે, સલાહકાર આપ્યા છે.

**સત્તાના નશાનો ઉતાર**

પેલા પામર જુલ્મગારની સત્તાના આડંબરમાં વીંટાયેલ

લઘુતાભર્યા નોકરીઆતની નિષ્ઠુરતા ઓછી થઇ નથી? ક્રૂર બનતાં તેનું હૈયું આજે ધડકે છે, પાપ કરતા તેનું દિલ ફફડે છે. પ્રકાશનના પ્રકાશનો તેને આજે તાપ લાગ્યો છે. તેનો ભોગ બનેલ રૈયત અને તેની અંકુશ તરછોડતી સત્તાની વચ્ચે પ્રજા-સેવકની સંસ્થા આજે ખડી છે તેનું ભાન તેને નિશદિન રહ્યા કરે છે. રૈયતના ઉદ્ધારનો માર્ગ ખુલ્લો થયો છે.

## નવી પ્રતબંધી સામે પોકાર

પ્રતિબંધીનો પોકાર આ મહાલનો ખાસ પ્રશ્ન છે. ગામ ગામના ખેડુતોનો કકળાટ મેં જાતે સાંભળ્યો છે. તેમને છૂટક મળ્યો છું. સમૂહમાં મળ્યો છું. રાજ્યભકિત અને રાજ્ય સન્માનમાં આગેવાન ગણાતા કુટુંબની હૈયાની વરાળ મેં સાંભળી છે. રાજ્ય થોડા ખુલાસા કરીને વિસર્જન કરે તેવો આ પ્રશ્ન નથી. મોજણીદારોએ કયાંક કયાંક માપણી કેમ કરી છે? કલાસરોએ કેટલેક સ્થળે પ્રત કેમ મૂકી છે? નિમતાણદારોએ કોઇ કોઇ ભાગમાં નિમતાણો કેવો લીધો છે? આ પ્રશ્નો બારીક તપાસ માગે છે. પરિષદના પ્રમુખશ્રી તથા આપ સૌ આ પ્રશ્નમાં ઉંડા ઉતરશો એવો મને વિશ્વાસ છે.

## ધોરણ તંત્ર

નવી પ્રતબંધીમાં પ્રતની આનાવારી બ્રિટિશ તથા બીજાં રાજ્યોને મુકાબલે વધારે પડતી મૂકાઇ છે, પ્રતબુકની નોંધ નિયમ વિરૂદ્ધ પેન્સીલથી લેવાઇ છે, નક્કી થયેલી પ્રતમાં પાછળથી છેકછાક થઇ મનસ્વી પણે વધારા કરવામાં આવ્યા છે, સબ સોઇલના ધોરણમાં બ્રિટિશ કે ન્યાયનું ધોરણ વીસરાયું છે, પક્ષાપક્ષી ગરીબી તવંગરી આદિ ભેદો પ્રતનિર્ણયમાં કયાંક કયાંક સ્થાન પામ્યા છે. એવા ખુલ્લા આક્ષેપો આ પ્રતબંધી વિષે થયા છે અને સંતોષકારક ખુલાસાને અભાવે તે સઘળા નિરૂત્તર રહ્યા છે.

## લોકમતની અવગણના.

નંબરે નંબરના જુના નવા આકાર મુકાબલો થાય તે રીતે રાજ્યે પ્રસિદ્ધ કર્યા નથી. નવી પ્રતબંધી દાખલ કર્યાનું જાહેર-

નામું રીતસર-પ્રસિદ્ધિ પામ્યું નથી. લોકોની વાંધા-અરજીઓ નોતરવામાં આવી નથી. લોકો કે તેમના આગેવાનો સાથે કહેવામાં આવે છે તેમ મસલત કરવામાં આવી નથી. લોકમતને આખી ક્રિયામાં કયાંઇ કોઇ પ્રકારનું સ્થાન આપવામાં આવ્યું નથી. લોકોના પોકારને દાબી દેવાને સક્ષમ યુક્તિઓ વાપરવામાં આવી છે, અને અણઘટતી રીતિઓનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ પ્રશ્નમાં ન્યાયી અમલદારોને હાથે રાંકડી રૈયતને ન્યાય મળ્યો નથી એમ જાહેર કરવાની હું મારી ફરજ સમજું છું.

## ખેડુતની ગૂંજાશ

ખેડુતોની કરજદારી ગંજાવર બની ગઇ છે. ખેડુતોની લક્ષ્મીનો લોપ થઇ ગયો છે. ખેડુતોની તાકાત કમી થઇ ગઇ છે. જમીનનો કસ ખાતરને અભાવે ઘટી ગયો છે. વર્ષો અનિયમિત અને કમી થયાં છે. દશકામાં બે વર્ષ સારાં આવતાં નથી. સારે કે માઠે વર્ષે ખેડુત જરૂરી ચીજો સંઘરવાની શક્તિ ગુમાવી બેઠો છે. લડાઇના ભાવો બેસી ગયા છે અને બેસતા જાય છે. ખેડનો ખર્ચ વધતો જાય છે: આ સ્થિતિમાં વિઘોટીમાં વધારો શી રીતે થઇ શકે? એકંદરે થોડીઘણી રકમ પણ શા કારણે વધે તેનો ખુલાસો જાણવાની જાહેર પ્રજાની ફરજ છે. પ્રજાથી છુપાવવા જેવું, પ્રજાને મંત્રણાથી દૂર રાખી લેવા સેટલમેંટ અમલદારોના રીપોર્ટોમાં શું છે તે જાણવાને હું ઇંતેજાર છું. પ્રજાને કરના વધારા-ઘટાડા વિષે સઘળી હકીકત પૂરેપૂરી જાણવાનો અધિકાર છે. ના. પટ્ટણી સાહેબના તંત્રમાં ભૂલભૂલામણીની આ નીતિ શા માટે અંગીકાર કરવામાં આવે છે તે હું સમજી શકતો નથી.

## નાના નોકરોનું નિયમન

આ રાજ્યમાં નોકરો મારફતે જે કારભાર ચાલે છે, તે રાજવીની તથા કારભારીઓની શુભનિષ્ઠા અને ઉદારતા છતાં કેવું સ્વરૂપ લે છે તેનાં દષ્ટાંતો આ શહેરમાં પણ ઓછાં મળે તેમ નથી. ગામડાંની પ્રજા સુધી વરિષ્ટ અધિકારીઓની શુભ ભાવનાઓ પહોંચી શકતી નથી, અને તેમને તો નોકરશાહીનો

કડક દોર સાંખવો પડે છે તે વાત તો સારી પેઠે જાણીતી છે. રંગપુરના ગામલોકોને તાજેતરમાં પોલિસ ખાતાના જ અનુભવો થયા છે તે ના. પટ્ટણી સાહેબને કાને યથાર્થ સ્વરૂપે પહોંચે તો તેમના દયાળુ હૃદયને આઘાત થયા વિના રહે નહીં.

### વેઠવારાનો ત્રાસ

ગાદલાં, ગોદડાં, ખુંગણો વેઠે લઇ જવામાં આવ્યા પછી વર્ષો કે મહિનાઓ સુધી નહીં મળવાના, ઉત્તરોત્તર અરજીઓ નિરૂત્તર રહ્યાના, ઉઘરાણીના ઉત્તરમાં ઉપાલંભો અને ગાલીપ્રદાનના ભોગ બનવાના, અને બધું થયા પછી પણ પોતાની મિલ્કત પાછી નહીં મળવાનાં થોડાંએક દૃષ્ટાંતો અહીંઆ પડયા છે. ભાવનગરમાં વેઠ ચાલે છે, અને તે પણ તેનાં સઘળાં અનિષ્ટો સાથે ચાલે છે, તે વિષે આપને ખાત્રી જોઇતી હશે તો પૂરતા પૂરાવા માત્ર બોટાદ ગામમાંથી પણ આપને હું આપી શકીશ. આપને સૌને વેઠની વેદનાનું સાચું ભાન થાય, અને અહીંથી જઇને તે દુષ્ટ પ્રથાનો વિનાશ કરવાને આપ સઘળી શક્તિ વાપરો એવી મારી પ્રાર્થના છે.

ભાવનગર શહેરમાં વેઠ બિલ્કુલ બંધ કરવામાં આવી છે, અને ભાવનગરના જેટલી જ જરૂરિયાતની ચીજો મેળવવામાં જ્યાં સરળતા છે તેવા આ શહેરમાં પણ વેઠ લેવી નહીં એવી આજ્ઞા ના. દરબારશ્રીએ ફરમાવી છે. બોટાદમાં વેઠ લેવાની કોઇ જાતની જરૂરિયાત નથી, તથા તે માટે ખાસ રાજ–આજ્ઞા છે છતાં, વેઠ છચોક લેવાય છે, એટલું જ નહીં પણ તે વિષે હાડમારીના અનેક કિસ્સાઓ વારંવાર બને છે, અને લોકલાગણી દૂભાતી રહે છે.

### રેલ્વે કમ્પેન્સેશન

ના. પટ્ટણી સાહેબનો પ્રજાની મિલ્કત સાચવવાનો અને તે લેવાની આવશ્યક્તા ઉભી થાય તો તેનો બદલો તત્કાળ રયતને અપાવવાનો આગ્રહ જાણીતો છે. તેમ છતાં, આપ સૌ જાણીને તાજુબ થશો કે બોટાદ–ધંધુકા રેલ્વે બાંધવામાં જે લોકોની જમીનનું કપાણુ થયું છે તેમને હજી સુધી

વળતર પણ મળ્યું નથી, તેમ તે લોકોની "વિઘોટીનું લેવાણુ પણ કમી થયું નથી. જેમની વાડી દરબારી ઉપયોગમાં લેવા માટે ખેંચી લેવામાં આવી છે તેવા એક ખેડુતને હજુ બીજી વાડી પણ આપવામાં આવી નથી, અને તેની અરજીઓ કે પોકાર કોઇ જવાબદાર કાન ઉપર અથડાઇ સહાનુભૂતિભર્યો પ્રતિશબ્દ પણ લાવી શકતાં નથી.

નાના નોકરોથી ચાલતા રાજ્યતંત્રનો આ કાંઇ આબેહુબ કે અતિશયોક્તિ ભર્યો ચિતાર નથી; આ ચિત્રમાં બીજું ઘણું એવું ઉમેરી શકાય તેમ છે કે જેથી શહેરી ભાઇઓને તો જરૂર આઘાત થાય. આવી સ્થિતિ શા માટે ચાલી રહી છે? આ સ્થિતિમાં સુધારણા કેમ થઇ શકતી નથી? આ તંત્રશિથિલતા દૂર કરવાના કોઇ ઉપાય નથી?

## સ્થાનિક સ્વરાજ્યનાં પગરણ

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ આપીને પ્રજાને રાજદ્વારી શિક્ષણની તાલીમ આપવાનો શુભ આશય આપણા રાજ્યમાં સ્વીકાર પામ્યો છે તે ખુશી થવા જેવું છે. માગે તે મહાજનને સુધરાઇ આપવાનું પણ જાહેર થયું છે. બોટાદની સુધરાઇએ ઠરાવ કરીને વહિવટ સ્વીકારવાની માગણી કરી છે; તેની સાથે વિશેષ વાતચિત ચલાવવામાં આવે તો શહેર સુધરાઇનો વહિવટ બોટાદની પ્રજા જરૂર સ્વીકારે. ઝીણી ઝીણી બાબતો માટે ભાવનગરથી હુકમ મેળવવા પડે, અને બધી બાબતમાં સ્થાનિક જ્ઞાન કે અનુભવનો પૂરો ઉપયોગ શહેર સુધારણામાં ન થાય એથી તો કોઇ પણ સમજદાર શહેરીને સંતોષ ન થાય. મ્હને વિશ્વાસ છે કે આ સંબંધે જો મહાલોના આગેવાનો અને સુધરાઇના સભ્યો સાથે આવશ્યક આર્થિક પ્રબંધ કરવા વિષે તથા યોગ્ય બંધારણ બાંધવા વિષે ઉદાર ભાવે વાતચિત શરૂ થશે તો તેનું પરિણામ સરસ જ આવશે.

## ગ્રામ્યપંચાયતો

ગ્રામ્યપંચાયતો જે ગામની માગણી થાય તેને બક્ષીસ કરવાનું રાજ્ય તરફથી જાહેર થયું છે. ગ્રામ્યલોકોનું સંગઠન,

તેમનું જાહેરજીવન, તથા તેમનામાં અનેક પ્રકારની દુર્બળતાઓ જે રીતે ઘર કરી બેઠેલાં છે તે જોતાં આ માંગણીનો સ્વીકાર સંતોષકારક રીતે થવાનો સંભવ મને જણાતો નથી. મારી આપણા કારભારી સાહેબોને એવી વિનતિ છે કે માત્ર અભણ અને કલેશથી વહેંચાયેલા અને ઘણાં કારણોથી ભીરૂ બની ગયેલા ગ્રામ્યજનો ઉપર પંચાયત માંગવાનો, તે માટે એકત્ર થવાનો, તે ચલાવવાની જવાબદારી ઉપાડવાની આગળથી બાંહેધરી આપવાનો, ભાર નહીં રાખતાં, તથા વિઘ્નસંતોષી અને સ્વાર્થમાં ડુબેલા મનુષ્યોને ગામડાંના ભલાની આ યોજના તોડી પાડવાનો અવકાશ નહીં આપતાં, રાજ્યે પોતે જ પ્રજાસેવકોના સહકાર અને મદદથી સંભાળભરી રીતે પંચાયતોની સ્થાપના શરૂ કરવી જોઇએ. પંચાયતો માટે સમાન્ય સિદ્ધાંતો ઉપર રચાયલો, પેટાનિયમો દ્વારા વિવિધતા અને સ્થાનિક સંયોગોને પૂર્ણ અવકાશ આપનારો, અને ગામડાંની માગણીથી કે રાજ્યની ઇચ્છાથી અમુક ગામમાં કે વિભાગમાં તેનો અમલ કરાવી શકાય તેવા વિકલ્પ વાળો, એક ધારો જો કરવામાં આવે, અને સહાનુભૂતિભર્યા અમલદારને હાથે જો તેનો અમલ શરૂ થાય તો ગામડાંનાં ઘણાં દુઃખોના નિવારણનો સાચો અને રામબાણ ઉપાય આપણને સ્હેજે હાથ લાગે. ના. પટ્ટણી સાહેબ ગામડાંને જીવંત રાખવાની તથા તેમને સ્વરાજ ભોગવતું જોવાની ઉદાત્ત ભાવના ધરાવે છે, તથા તેમના સહકારી બન્ધુઓ તેમાં તેઓશ્રીને સાથ આપે તેમ છે, તો મ્હારી આ નમ્ર સુચનાનો સ્વીકાર થશે એવી હું આશા રાખું છું. અને આ સુત્રનો પ્રયોગ વિસ્તારીને તેમાંથી ગામ ગામ વચ્ચેના પ્રશ્નોનું નિરાકરણ કરી શકે તેવી તપ્પા અને મહાલ પંચાયતો જન્મ પામશે એવી આશા રાખું છું.

## ઉપસંહાર

પ્રતિનિધિ ભાઇઓ અને બ્હેનો, આપની સમક્ષ થોડા ગામડાંના અને મહાલોની પ્રજાના પ્રશ્નો ચર્ચવાની લાલચ હું થોભાવી શકયો નથી તે ખાતર આપ મને ક્ષમા

કરશો એવી આશા રાખું છું. આજે આપનું સ્વાગત કરવાનું કર્તવ્ય કરતાં હું હર્ષ અને શોકની મિશ્ર લાગણીઓ અનુભવું છું. આજે આપણી વચ્ચે એક ભડવીરને હું જોતો નથી. સ્વ. શેઠ ચંપકલાલ છગનલાલ જો આજે વિદ્યમાન હોત તો તેઓશ્રી આ સ્થાનને તેમના પ્રતાપી વ્યક્તિત્વથી દીપાવત, અને આપને સૌને સિંહ સમી વીરતા અને દૃઢતા દાખવીને અપૂર્વ સ્વાગતથી વધાવત. જેમનો બોલ બોટાદનો કોઇ પ્રજાજન ઉથાપી શકે નહીં, અને જાહેરજીવનનું કોઇ પણ નિમંત્રણ જે ઠેલે નહીં એવા એ મહાનુભાવનું આજે સ્મરણ થતાં મને શોક થાય છે. એમનો આત્મા બોટાદમાં આપ સૌના આવા શુભ હેતુથી થયેલા આગમનને નીરખીને અત્યંત આનંદ અને સંતોષ અનુભવતો હશે એમાં મને જરા પણ શંકા નથી.

અમારા સ્વાગતની ત્રૂટીઓ માટે હું આપ સૌની ક્ષમા માગી લઉં છું, અને આપને અંતઃકરણપૂર્વક આ શહેરમાં આવકાર આપું છું. આજે શરૂ થતી આપણી મંત્રણામાં નવ-યુગના પ્રેરણાભર્યા સન્દેશ પાઠવતો જગન્નિયંતા આપણા કાર્યને સફળ કરવા પોતાના આશીર્વાદો મોકલો એમ પ્રાર્થી હું આપનું પુનઃ પુનઃ સ્વાગત કરૂં છું.



---

આ ભાષણ સૌરાષ્ટ્ર મુદ્રણાલય–રાણપુરમાં અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપ્યું, અને ભાવનગર પ્રજાપરિષદના મંત્રી બળવંતરાય ગોપાળજી મહેતાએ બોટાદમાંથી પ્રસિદ્ધ કર્યું.